હાથ પારણું હીંચોળે છે તેજ હાથ જગતપર સામ્રાજ્ય ભોગવે છે.

મિ. સરોજની નાઈડુ

# મોજ શોખની મોડી.





પ્રકાશક

કા. માણેકલાલ રેડીયા એન્ડ કો.

ઠે. કાળુપુર ટંકશાળ આગળ અમદાવાદ.

લેખક

ગિરધરલાલ ભાણજી ઠક્કર

અમદાવાદ

સંવત ૧૯૭૬—આવૃત્તિ ૧ લી—પ્રત ૧૦૦૦

કિંમત ત્રણ આના.

રીલીફરોડ ઉપર આવેલા મિ "નટવર" પ્રીન્ટીંગ પ્રેસમાં
શીવલાલ નારણદાસ મોદીવાળાએ છાપી—અમદાવાદ

# वंदेमातरम्.



આજે લાંબા સમયથી વખણાતા હમારી કું. માં બનતા સ્વદેશી સાબુને હમારા પ્રિય દેશબાન્ધવોએ જે ઉત્તેજન આપ્યું છે તે બદલ હમો તેના ઋણી છીએ અને તેનો ઉત્સાહ ટેકો અને સહાનુભૂતીથી હમો આ સમયે બીજી નવી ડીઝાઇનો અને ઉપર આ ઇનામ કહાડવાને ભાગ્યશાળી નિવડ્યા છીએ, હમોને પૂર્ણ આશા છે કે જેવી રીતે પહેલી ડીઝાઇનોને અમારા સ્વદેશી ભાઇઓએ પ્રેમથી વધાવી છે તેવીજ રીતે આ નવી ડીઝાઇનો અને અમારી રંક મેહનતને પણ વધાવી લેશો એવી સંપૂર્ણ આશા છે.

હવે પછીના ત્રણ માસ સુધીના તમામ સાબુઓના બાક્સમાં સોળ લાખની સાડી રસીક નોવેલની ભેટ તપાસી લેશો.

## ત્રણ ગોટી બોકશની કીંમતના ખાસ ભાવો.

| | | |
|---|---|---|
| (૧) | વીશ્વમોહીની સાબુ ... ... ... ... ... | ૧—૦—૦ |
| (૨) | ચંદનનો સાબુ ... ... ... ... ... | ૦—૧૨—૦ |
| (૩) | હીનાનો સાબુ ... ... ... ... ... | ૦—૧૦—૦ |
| (૪) | ગુલાબનો સાબુ (ઉમદા કુટુંબોને વાપરવા લાયક) | ૦—૮—૦ |
| (૫) | કડવી બદામનો સાબુ (ખસ ખુજલી માટે અકસીર) | ૦—૭—૦ |
| (૬) | કપુરનો સાબુ ... ... ... ... ... | ૦—૬—૦ |
| (૭) | નારંગીનો સાબુ (શોખીનોને માટે) ... ... | ૦—૬—૦ |

માણેકલાલ રેલીયા એન્ડ કું૦

ઠે. કાળુપુર ટંકશાળ—અમદાવાદ.





# સોળ ભાતની સાડી.



પ્રકાશક

ઠા. માણેકલાલ રેલીયા એન્ડ કો.

ઠે. કાળુપુર ટંકશાળ આગળ

અમદાવાદ.

સંવત ૧૯૭૬—પ્રત ૧૦૦૦

કિંમત ત્રણ આના.

ઇનામી બુક વાંચો

# લેખકના બે બોલ.

ગયા માસમાં સેવક તરફથી લખાયેલી પાંચ લાખનું પોલકું નામની બુકને અમદાવાદની ઉદાર પ્રજાએ હાથો હાથ ઊપાડી લીધી. અને ત્યાર બાદ સોળ લાખની સાડી નામની આ બીજી બુક સેવક તરફથી સાદર થાય છે.

કદાચ ગુર્જરના કવિઓ પ્રશ્ન કરશે કે, આવા નમાલા લેખકો આવાં નામો છાપીને આવી બુકો કાં બહાર પાડતાં હશે ? તેઓને જણાવીશ કે અમદાવાદની છેલ્લી સાહિત્ય પરિષદના એક ભાષણમાં કર્મવીર મહાત્મા ગાંધી ગુર્જરના વિદ્વાનોને ઉદ્દેશી બોલ્યા હતા કે, હવે કાદમ્બરીનો જમાનો નથી તો ગુર્જરના વિદ્વાનોએ ખેડૂત વિદ્વાનોએ ખેડૂત અને સાધારણ મજૂર સમજે તેવું પવિત્ર સાહિત્ય લખવું જોઇએ. તે પ્રમાણે ગુર્જરના વિદ્વાનો અમલ કરશે તો અમારા જેવા નમાલા લેખકો આપોઆપ દબાઇ જશે.

આવી બુકો લખવાના વિચારો હૃદયમાં ઘણા દિવસોથી સ્ફુર્યાં કરતા હતા, પણ હિન્દના કપાળે લખાયેલી ગરિબીમાં હું પણ સપડાયેલો હોઇ અમલમાં મુકવાનું કઠિન હતું. તે સ્વદેશી સાબુ બનાવવાના કામમાં પ્રખ્યાત માણેકલાલ રેલીયાની કું૦ તરફથી પોતાના ખરચે અને ખાસ મફત મળે એવી યોજનાથી આ બુક બહાર પાડી તે બદલ તે કું૦ નો તથા ભાઇ માણેકલાલના પિતા અને મ્હારા પ્રિય સ્નેહી ભાઇ રણછોડદાસનો જીગર પૂર્વક આભાર માનું છું.

આ બુક લખાતી વખતે હર વખત જોઇ તેમાં યોગ્ય ફેરફાર સુચવનાર મ્હારા એક ઇસ્લામી બન્ધુ ભાઇ મોહમ્મદસદિક અબદુલકાદરનો પણ જીગરપૂર્વક આભાર માનું છું.

વાંચક બન્ધુ—ભગિનીઓ આ બુકમાં હંસવૃત્તિ રાખી સેવકને ભૂલચુકના માટે ક્ષમા આપશો.

ભીમ અગિયારસ.
અમદાવાદ.

હું છું સેવક,
ગિરધરલાલ બાપુજી ઠક્કર.

# સોળ લાખની સાડી.



"જો, તું મ્હારા માટે નાહક દુઃખ સહન કરે છે. મ્હારાં લગ્ન ત્હારી સાથે જબરદસ્તીથી થયાં છે. મ્હેં વિવશ થઇ બધું કર્યું છે. તો હવે ચાલ બ્રાહ્મોસમાજમાં જઇ આપણે એક બીજાથી અલગ થઇ જઇએ, જેથી તું આ દારૂણ દુઃખમાથી મુક્ત થઇ જઇશ અને સ્વતંત્રતા પુર્વક બીજું લગ્ન પણ કરી શકીશ. ઉઠ, વાર ન લગાડ, મ્હને હવે આ ઘરમાં ક્ષણભર રહેવું ગમતું નથી." સરોજની ત્હેનો કંઈ પણ ઉત્તર ન આપતાં ચૂપ થઇને બેશી રહી.

શ્યામકાન્તે ફરી કહ્યું.—"તું મ્હારી વાત જ્યારે નથી માનતી તો હવે હું ત્હેનો જુમ્મેદાર નથી. વારૂ બ્રાહ્મોસમાજ નિયમથી હું વિવાહ બન્ધનથી અલગ થાઉં છું. તું પણ સ્વતંત્ર છો. મ્હારી પાછળ ત્હારો સર્વ નાશ ન કરતાં બીજું લગ્ન કરી લેજે. બસ, હું જાઉં છું. હવે આપણે બન્નેનો ભેટો થવો અસંભવિત છે. એમ કહી શ્યામ કાન્તે પોતાનો ટ્રંક ખોલ્યો, સોનાની ઘડીયાળ અને અછોડો કહાડી સાવકા ભાઇને આપ્યાં એક કિંમતી ફાઉન્ટેન પેન મિત્રને પ્રેજન્ટ કરી, સાબુ, અરિસો, તેલો અને રૂમાલો બાળકોને વહેંચી દીધાં. કપડાં નોકરોને આપ્યા, જૂના પુરાણા પત્રોને બાળી દઈ એક પત્ર પિતાને લખી ઉન્મતના માફક ન્હાસવાની તૈયારી કરતો હતો એવામાં સરોજની ઉભી થઇ અને પતિ પાસે જઈ ત્હેનો હાથ પકડીને બોલી, "હૃદયેશ્વર મ્હને ક્ષમા કરશો. આજ સુધી આપના સ્હામે કદિ એક

શબ્દ પણ બોલી ન્હોતી પણ જ્યારે આજ આપ છેક છેલ્લેજ પાટલે બેસો છો ત્યારે કંઈક કહેવાની હિમ્મત ધરૂં છું. જ્યારે આપની લગ્ન કરવાની ઇચ્છાજ ન્હોતી ત્યારે હજારો માણસોના વચ્ચે એક ગરિબ અબળાનો હાથ કાં પકડ્યો ? ”

શ્યામકાન્તઃ—“ શું તું નથી જાણતી કે કોઇ માણસ જબર-જસ્તીથી આપણા મ્હોંમાં મુસલમાનના ઘરનું અનાજ ખોસીદે તો શું તેથી આપણે મુસલમાન બની જઇએ ? કદિ નહિ ! મ્હારૂં લગ્ન ત્હારા સાથે તેવીજ રીતે કરવામાં આવ્યું છે, તેમાં મ્હારો લેશ પણ દોષ નથી. ”

એમ કહી શ્યામકાન્ત, સરોજનીને રડતીક કળતી મૂકી નદી તરફ રવાના થઇ ગયો. નદિપર જઇને ભૂલમાં પોતાનાં હાથમાં રહી ગયેલી સુવર્ણ મુદ્રિકા અને જનોઈ બાંધેલો ચાવીઓનો ઝુમખો આ બન્નેને કાંઠે ફેંકી દઇ—“ પરમાત્મન્ હું મ્હારો આત્મા ત્હારે શરણે સોંપું છું. ” કહી ધડામ દઇ પાણીમાં કૂદી પડ્યો.

પરમાનંદદાસ ભાવનગરના વતની હતા પણ ધંધાને અંગે તેઓ લાંબા સમયથી અમદાવાદમાં વસ્યા હતા. ત્હેની રંગની સારી દુકાન હતીઃ યુરોપની મહાન લડાઇ ફાટી નીકળવાથી અને રંગના ભાવો ચડી જવાથી પાંચ પૈસા પેદા તો કર્યા, પણ જુનું કરજ અને બહોળો વરો હોય તે કમાણી આટામાં લુણના માફક થઈ પડી. છતાં બહારનો ડોળ દમામ ઓછો ન હતો. વળી જૂની સ્ત્રી શ્યામકાન્તને ચાર વરસનો મૂકી સ્વર્ગે સીધાવી હતી. ત્યાર બાદ બીજી સ્ત્રી કરી હતી ત્હેને લગભગ પાંચ છ સંતાનો થયાં હતાં. જેમ જેમ ટાઇમ જતો ગયો તેમ તેમ માથે કરજ વધતું

ગયું. આખરે જો કોઇ માલદાર સગો મળી જાય તો ડૂબતી નૌકા કિનારે આવે એમ ધારી ભપકો વધારીને જાગ બીછાવા માંડી. આખરે રાજકોટના વતની મી. દીનમણીશંકર કે જેઓ એક ગ્રહસ્થ હતા. ત્હેને સરોજની નામની એકની એક લાડલી પુત્રી અને એક પુત્ર હતાં. દૈવયોગે આ બન્ને અચાનક એક દિવસ કાઠિયાવાડમાંથી આવતી ટ્રેનમા ભેગા થયા. વાતો કરતાં બાલ બચ્ચા સબંધે વાત નીકળી. પરમાનંદદાસે પોતાના વડીલ પુત્ર શ્યામકાન્તનાં વખાણ કરવાની ખામીજ ન રાખી આખરે દીનમણીશંકરે મુંબઇથી વળતાં અમદાવાદ આવવાનું કબુલ રાખ્યું.

દિવસ જતાં વાર લાગતી નથી આઠ દીવસ વીતી ગયા દીનમણીશંકર આજે અમદાવાદ ઉતર્યા. પરમાનંદદાસે પાછલા આઠ દિવસમાં કરજ કરીને ઘરનો એવો તો ભપકો વધારી દીધો હતો કે જોતાં દીનમણીશંકરની દાઢ ગળી ગઈ છોકરો શું ભણે છે? અને વય કેટલી છે? એ પુછતા ઉત્તર મળ્યો કે હજુ તો વય ઓગણીશ વર્ષનું છે, એફ. એ માં છે શરીરે મજબુત છે અને એકંદરે સુરતિયામાં જેટલા સારા ગુણો હોવા જોઇએ તે બધાં છે છતાં હાલ તેનો સબંધ કરવાનો ઇરાદો નથી. જ્યારે બી. એ થશે ત્યારે વાત !

આ બાજુ દીનમણીશંકરની પુત્રી સરોજનીનું વય લગભગ ચૌદ વર્ષનું થવા આવ્યું હતું ઘરમાં દેવી ક્ષણભર નિદ્રા કે આરામ લેવા દેતાં ન્હોતાં. તે તો કહેતાં હતાં કે,—" બસ આઠથી નવ વર્ષમાંજ પુત્રીનું લગ્ન થઇ જવું જોઇએ. ત્યાર બાદ જો ઘરમાં રાખીએ તો રૌ રૈ નર્કના અધિકારી થઇએ, દીનમણીશંકર

હવે જેમ બને તેમ જલ્દીથી આ કાર્ય પતાવી દેવા ઇચ્છતા હતા. પણ તેવું યોગ્ય ઠેકાણું મળે તોજ કરવું. પરમાત્મા આજ ઇચ્છા પૂરી કરે તેમ જણાયું, છેલ્લે પરમાનંદદાસ પાસે મિલ્કત કેટલી છે તે જોવા ઇચ્છા થઇ, ત્હાંજે પરમાનંદદાસે માગી વિકટોરિયામાં બેસાડી ગામમાં ફરવા લઇ ગયા. ઘણાં ખરાં સારાં મકાનો અને એક સુંદર બગીચો વિગેરે પોતાનાં છે કહીને બતાવી દીધાં. આખરે દીનમણીશંકર લટુ બની ગયા.

રાત્રે પરમાનંદદાસની આનાકાની હોવા છતાં વેવીશાળ નક્કી થયું.

હવે આમાં વાસ્તવિક બિના જૂદી હતી, મુરતિયો ઉમ્મર વર્ષ સત્તરનો હતો અને ઘણી બહાદૂરીની (!) સાથે આજે ત્રણ વખત મેટ્રીકમાં પાછો પડયો હતો. તબિયત માસના ત્રીશે દિવસ વૈદ્ય હકિમ પાસે તપાસાતીજ હતી અને હાલ પણ અમદાવાદનું પાણી માફક ન હોવાથી ડોકટરે પુના ખાતે રહેવાની સલાહ આપી હતી.

( ૨ )

શ્યામકાન્ત અને સરોજનીનાં લગ્ન થઇ ચૂક્યાં. પરમાનંદદાસે મોટા સગા પાસેથી પુત્રને પહેરામણીમાં હજારો રુપિઆ મળશે એમ ધારી માથે બીજું કરજ કરી છુટે હાથે હજારો રૂપિયા ખરચી નાખ્યા હતાં. હવે સરોજની રાજકોટથી અમદાવાદ સાસરાને ઘેર આવી. પરમાનંદદાસને આશા હતી કે ઓછામાં ઓછા બે પાંચ હજાર રૂપીઆ પહેરામણીમાં આપશે અને શ્યામકાન્તને સો સવાસો રુપિ- આ અભ્યાસના અંગે મળશે એટલે બેડો પાર! પણ તે બાબત હવામાં ઉડી ગઇ! લગ્ન થયાં બે માસ વીતિ ગયા પહેરામણીમાં

હજાર બે હજાર આપ્યા અને પછી ન તો કંઇ રકમ કે ન તો કાંઇ સહાનુભુતિનો એક પત્ર! આ બાજુ શ્યામકાન્ત પુનાથી પત્ર ઉપર પત્ર લખતો હતો કે, મ્હને ખરચી મોકલો. હવે પરમાનંદદાસના ગુસ્સાનો પાર રહ્યો નહિ. ત્હેણે ચોખ્ખું લખી દીધું કે, ભાઈ! હવે મ્હારી પાસે એક પાઇ પણ ત્હમારા માટે નથી. મ્હારી આશા કરશો નહિ અને જો ત્હમારે ભણવું હોય તો ત્હમારા સસરાને પત્ર લખી બંદોબસ્ત કરશો.

શ્યામકાન્ત એક સ્વતંત્ર વિચારનો યુવક હતો, પુનામાં જઇ તેણે બ્રાહ્મોસમાજની દિક્ષા લીધી હતી, પિતાનો આવો વિચાર જોઇ તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તે સસરાની સહાયતા વડે અભ્યાસ આગળ વધારવાની વિરૂદ્ધ હતો. ત્હેના પાસે માગણી કરવાના કરતાં મરવાનું વિશેષ પસંદ કરતો હતો, તે પુનાથી તુર્ત ઘેર ચાલ્યો આવ્યો. ઘરમાં પણ રાત્રિ દિવસ કંકાસ થવા લાગ્યો. શ્યામકાન્તની દાઝ વહુ પર નીકળવા લાગી. દીનમણીશંકરે સરોજનીની સાથે મોકલેલી દાસીને પણ વિદાય કરી દેવામાં આવી. પરમાનંદદાસના માથે વધી ગયેલા કરજથી અને લેણદારોને હરઘડી આપવા પડતા જુદા વાયદાઓથી કંટાળી ગયા હતા. મગજ વારંવાર ઉશ્કેરાઇ જતું હતું. એથી રાત્રે થોડો થોડો વાઇન પણ લેતા હતા.

આ બાજુ શ્યામકાન્તની સાવકી માતા ચંડીકાનો અવતાર હતી. ડગલે ડગલે શ્યામકાન્ત અને સરોજનીનું અપમાન કર્યા કરતી હતી. વખતે વખતે એ અગ્નિ એટલો તો ભડકી જતો હતો કે ત્હેની જ્વાળા પાંચ પાડોશીઓને હયરાન કરતી હતી. આજે સ્હવારમાંથીજ ઘરમાં કંકાસની હોળી સળગી હતી; શ્યામકાન્ત અને

ત્હેના પિતા ઉપર દિવાનખાનામાં બેઠા હતા, સ્યામકાન્ત બારી પાસે ચટાઇપર પુસ્તક વાંચતો હતો. પીતા ખુરશીપર લમણે હાથ દઇ ઉંડા નિશ્વાસો નાખતા હતા, એટલામાં નીચે કંકાસનો અગ્નિ ધુંધવાયો અને ત્હેનો ધુમાડો ઉપર આવ્યો. હવે પરમાનંદદાસનો પીત્તો હાથ ન રહ્યો ત્હેણે એ સર્વ ગુસ્સો વચનોના પ્રહારવડે સ્યામકાંન્તપર કહાડયો સ્યામકાન્તના હૃદયમાં પિતાના એક એક શબ્દો બાણના માફક ભોંકાયા, આખરે ત્યાંથી ઉઠી નીચે પોતાના ખંડમાં જ્યાં સરોજની બ્હીકણ હરણીની માંફક બેઠી હતી ત્યાં આવ્યો અને ત્યાં શું બન્યું એ ગતઃપ્રકરણમાં આપણે વાંચી ચુકયા છીએ.

કાલે ચાર વાગ્યાથી સ્યામકાન્તનો પત્તો નથી. પીતાના પત્રમાં લખી ગયો હતો કે, હું આપધાત કરીશ. કયાં અને કેમ? તેનું કંઇ ઠેકાણું ન્હોતું ત્હેનો એક ખાસ મિત્ર અને ન્હાનો ભાઇ ચારે તરફ શોધી વળ્યા પણ પતો લાગ્યો નહિ. છેવટે એક ધર્મશાળામાંથી ખબર મળી કે, ત્હેના જેવો એક છોકરો સાબરમતી તરફ દોડયો જતો હતો. સૌ ત્યાં ગયા. વર્ષારૂતુ હતી. નદી પાણીથી ઉભરાઇ રહી હતી. કીનારેના કાદવમાં એક કપડું પડયું હતું. સૌએ ત્યાં તપાસ કરી તો જનોઇએ બાંધેલો ચાવીઓનો ઝુમખો અને ખમીશ મળી આવ્યાં, માછીઓને બોલાવી શોધ કરાવી તો થોડે દૂરના ઝાંખરામાંથી લપટાયેલું ધોતીયું મળ્યું પણ લાશનો પત્તો લાગ્યો નહિ. આખરે સૌ ઘેર આવ્યા અને નિશ્ચય થયું કે સ્યામકાન્તે આપઘાત કર્યો.

સરોજની બેઠી બેઠી વિચાર કરી રહી છે કે, મ્હેં એવો શું અપરાધ કર્યો કે પ્રાણનાથે મ્હારો ત્યાગ કરી મ્હને સ્વતંત્ર કરી.

( ૭ )

મ્હને પુનઃલગ્ન કરવાની આજ્ઞા તો આપી, પણ હું તો હવે વિધવા થઈ ગઇ; શું વિધવાનાં પુનઃલગ્ન થઇ શકે ? મ્હારા શિવાય બીજી પણ અનેક વિધવાઓ છે ત્હેણે તો બીજું કંઇ કર્યું નથી. ઇત્યાદિ વિચારો કરતી કરતી સુઇ ગઇ સ્વપ્નમાં જુએ છે તો સ્હામે યમરાજ ઉભા છે અને ત્હેને કહી રહ્યા છે કે, " પુત્રી તું હિન્દુ વિધવા છે, ત્હારાં પુનર્લગ્ન થાય નહિ, તું રંગીન સાડી ન પહેર, બાલ કપાવી નાંખ, અને સન્યાસી બનીને ત્હારૂં જીવન વ્યતિત કર; આદિ જે વાર્તા દિનભર ઘરડી ડોશીઓના પાસેથી સાંભળતી હતી તે તેણે સ્વપ્નામાં જોયું અને તેવુંજ કર્યું.

( ૩ )

સરોજનીની પ્રાણપ્રિય સખી જ્યોત્સના આજે રાજકોટથી અમદાવાદ ખાસ મળવાને આવી છે, પણ હવે તે રાજકોટ વાળી સરોજની નથી રહી, શિરપર રેશમ જેવા કાળા ભમ્મર બાલો નથી. હાથમાં હીરાની બંગડીઓ, આંગળીમાં અંગુઠી અને ગળામાં મોતીનો હાર નથી. સેન્ટ અત્તરથી તર બતર થયેલી પીરોજી સાડી ના બદલે ફાટી તુટી સત્તર થીગડા વાળી સફેદ સાડી પહેરી છે. હવે દાસીઓની પાસે કામ કરાવવાને બદલે પોતાનેજ સ્હવારના ચાર વાગે ઉઠવું પડે છે. ઉઠતાની સાથે ઘરનું ઝાડુ ઝપટુ કહાડી ઠંડે પાણીએ નહાઇને રસોડામાં રસોઇ કરવી પડે છે એટી વખતે પાંચ સાત ચીજો તૈયાર કરવી પડે છે તેમાં જો સહજ કોલસા વધારે વપરાયા અગર શાક દાળ ખારૂ મીઠું થયું તો પછી જોઈ લ્યો મજા ! બે વાગે સૌ જમી પરવાર્યા પછી એઠું જુઠું જમે છે

એટલામાં ત્રણ વાગે છે ત્યાં સ્હાંજની તૈયારીઓ થાય છે લગ
પરવારતાં રાત્રિના બાર વાગે છે. રાત્રે કલાક બે કલાક થાકી પ
જ્યાં નિદ્રા લેતાં કે પાછી બુમો શરૂ થાય છે જરા ઉઠતાં
લાગી કે રાંડ ખુડપગી, કમનશીબ, અને અભાગણીના શબ્દે
પૂજા (!) આટલુંએ સહન કરતાં આંખમાંથી આંસુતો પડા
નહિ. એટલે એ બધી રીસ બે ત્રણ દિવસ ભૂખી રહીને કહાડે
શરીર સુકાઈને કાંટા જેવું બની ગયું છે પિતાને પત્ર લખી પોત
દુઃખો જણાવવાની બાધા લીધી છે કારણ કે પ્રભુએ પોતાપર
એલા દુઃખો પોતેજ ઉપાડવા તે દુઃખો માબાપોને જણાવી વ
ત્હેના આનંદમય જીવનમાં ખલલ શા માટે પાડવું ? છતાંએ
દીવસ મન હાથ ન રહેતાં સહજ ઇસારો લખી નાંખે છે. અને
પત્રનો જવાબ જો સાસુ સસરાના કે નણંદના હાથમાં આવ્યો
સ્હાંજે નવના તેર ! આથી પત્ર લખવાનુંએ તદ્દન માંડી વાળ્યું
બિચારા માતા પિતાને કયાંથી ખબર હોય કે પુત્રીની આ દશા

સરોજની લાંબે દિવસે આજે બાલ્યપણુની પ્રાણપ્રિય સ
જ્યોત્સનાને સરોજની મળી હૃદય સરસી ચાંપી બન્ને સખી
પ્રથમ તો ધ્રુસકે ધ્રુસકે રડી. બાદ કુશળ સમાચાર તો કાંઇ પૂછ
નાજ ન્હોતા. સરોજનીની આ દશા જ્યોત્સનાથી સહન ન થઇ આ
ત્હેની સાસુને મળી સરોજનીને રાજકોટ પોતાના લગ્ન પ્રસંગે સા
તેડી જવાનો આગ્રહ કર્યો, પણ લગ્ન જેવા હર્ષના દિવસો
રાંડી રાંડ હોય એ અપશુકન ગણાય."

તેનાં આંસુ એ દિવસે પડે, વર કન્યાને વિઘ્નકર્તા થ
એમ કહીને ના પાડી, જ્યોત્સના નીરાશ થઇને રાજકોટ આવી, સ

નીનાબાપ પાસે ત્હેની પુત્રીને પડતાં દુઃખોની રડીને વાત કરી. તુર્તજ હિનમણી જ્યેષ્ઠ પુત્રને અમદાવાદ રવાના કર્યો. ત્યાંથી તુર્તજ સરોજનીને તેડી ચાલ્યો આવ્યો. રાજકોટ આવ્યા પછી સરોજની અમદાવાદનું નામ ભૂલી ગઇ એટલુંજ નહિ પણ એ નામ યાદ આવતાં ત્હેનાં રૂંવાટાં ખડાં થઇ જતાં હતાં.

સરોજની પિતાને ઘેર આવ્યા પછી હવે દરરોજ સન્ધ્યા સમયે રોશનીના માટે ફાનસો અને કોડીયાઓમાં દીવેલ પૂરી હાથ કાળા કરવા પડતા નથી. પણ તેને બદલે પલંગપર સૂતાં સૂતાં માત્ર એક બટન દબાવતાંની સાથેજ આખું દિવાનખાનું ઝગમગી ઉઠે છે. અમદાવાદમાં દિનભરની થાકી પાકી લીલા રાત્રે બે વાગે સુવા પામતી હતી તે પણ વખતે કોઈ ન્હાનું બાળક ઉંઘમાંથી જાગી ઉઠતું અગર ચાંચડ માંકડ કરડતા તો તુર્તજ દિવો લઇ તેની સારવાર કરવી પડતી. તે ઠેકાણે આજે જરા હુકમ કરતા બે દાસીઓ કેમ બા શું કામ છે ? કહીને હાથ જોડી હાજર થતી. પાસેનું એક બટન દબાવતાં ઉપરથી વિજળીનો પંખો ફરફર અવાજ કરતો ટેબલપર હલકી ચીજોને ઉડાડવા લાગતો.

સરોજની હવે શણગારો નથી સજતી, તેલ અને ફુલેલ નથી વાપરતી, ઘરેણાં ગાંઠાનો ત્યાગ કર્યો છે અને ખોરાક તો તદ્દન સાદો જ લેછે. વ્રત ઉપવાસ કાયમ કરે છે, એશથી નથી રહેતી પણ આરામ તો અવસ્ય છેજ. સારૂં સુશોભિત સુધરેલી ઢબનું દિવાનખાનું છે, નીચેના ભાગમાં ઠાકુરમંદીર છે, પાછળ બગીચો છે અને બગીચાં પાસેજ પવિત્ર નદી કલકલ નાદે વહ્યા કરે છે, ત્હેના પર હિનમણીશંકરે ખાસ પોતાનાં ઘરનાં માણસો અને ઓળખીતાઓને

માટેજ એક ઘાટ બંધાવ્યો છે, તે સર્વ હાલ સરોજનીને સોંપ્યું છે. સરોજની અને બે દાશીઓ આખ કાનમાં રહે છે. નીચેના ભાગમાં એક હાથની સાળ ગોઠવી છે, નવરાશના ટાઇમે સરોજની આ સાળપર બેસી સારી સારી સાડીઓ વણે છે, અને પોતાના જેવી વીધવા અને ગરિબ બ્હેનોને હમ્મેશા સાડી મોકલતી રહે છે, સાંજના ટાઇમે પાંચ વૃદ્ધ યુવા પાડોશણોને એકત્ર કરી ભાગવત રામાયણ વાંચે છે કોઇ વાતનો તોટો નથી, તકલીફ નથી સર્વ રીતે આરામ છે છતાં એક વાત હરઘડી હૃદયને લાગ્યા કરે છે તે શું? માત્ર પતિ વિયોગ! પતિ પ્રેમ!

( ૪ )

આ તરફ અમદાવાદ ખાતે પરમાનંદદાસને રંગની દુકાનમાં ખોટ ગઇ ઘરમાં કંકાસ વધવા લાગ્યો. ન્હાનો પુત્ર રતીલાલ આ સર્વ દુર્દશા જોઇ શક્યો નહિ, અને છેલ્લે તે પણ અમદાવાદ છોડીને મુંબઈ ચાલ્યો ગયો. પણ ભાભીના પર ત્હેને પૂર્ણ પ્રીતિ હતી. ત્હેની દુર્દશા જોઇને હમ્મેશાં ત્હેનું હૃદય બળ્યા કરતું હતું, વખતે વખતે રાજકોટ જઇ આવતો, જ્યારે તે રાજકોટ આવતો ત્યારે સરોજની એકાન્તમાં ત્હેની પાસે બેસતી અને તેથી ત્હેને આનંદ પણ થતો. દિલ ખોલીને વાત કરતી. કદી કદી ખડખડાટ કરીને હસી પણ દેતી. એક દિવસ કે અઠવાડીયું મીનીટના જેવું લાગતું, રતીલાલની સુંદર છબી સોનેરી ફ્રેમમાં મઢાવી પોતાના દિવાનખાનામાં રાખી હતી. સ્હવાર સ્હાંજ તે છબીના સ્હામે એકી ટસે જોયા કરતી હતી. દેવસેવા કરવા બેસતી અને જ્યારે ધ્યાન ધરી પ્રભુની છબી હૃદયમાં ઉતારવા ઇચ્છતી ત્યાં એજ છબિ ત્હેના સ્હામે આવીને

ઉભી રહેતી. સરોજનીને સાડી વણુવાનું કામ શિખેલી જોઇને રતીલાલને આનંદ થતો અને કહેતો કે,—"ભાભી દેશની આબરૂ-દાર વિધવાઓ જ્યારે આવા કાર્યોમાં પોતાનું ચિત પરોશે ઓતપોત કરી દેશે ત્યારેજ "છે વૈદ્યવ્યે વધુ વિમળતા વ્હાલી બાબા" એ શબ્દો બરોબર લાગુ પડશે એટલુંજ નહિ પણુ દેશની બીજી પણુ અનેક ગરિબ વિધવાઓનાં જીવન પવિત્ર બનશે. ત્હમે જેટલી શાડીઓ તૈયાર કરો તેટલી મ્હને આપશો તો ત્હમારી મહાન્ કૃપા ! આવી રીતે વાતો ચીતોમાં દિવસો ચાલ્યા જતા જ્યારે રતિલાલ રાજકોટથી વિદાય થતો ત્યારે સરોજનીની ઉદાસીનો પાર રહેતો નહિ. ખુલ્લી રીતે તો તે ઉદાસી જણાવતી નહિ, પણુ—

લોચન જલ રહ લોચન કોના, જૈસે પરમ કૃપિણુ કર સોના !

તેવી સરોજનીની વિચિત્ર દશા થઇ રહેતી. કદિ કદિ કમલનયની કે તેજસ્વી નેત્રોમાંથી પ્રેમ કદિ વ્યાકુળતા કદિ સ્નેહ અને કદિ પ્રકોપની ઝળક જણાતી હતી. તેમાં આજે માત્ર એક નવો બનાવ બન્યો હતો સ્હવારે રતિલાલ જ્યારે ભોજન કરવા બેઠો અને સરોજની પોતાને હાથે પીરસતી હતી ત્યારે વાત વાતમાં રતિલાલ બોલ્યો હતો કે,—ભાભી ! હું તો હવે જોગી બની જવા ઇચ્છું છું આ શબ્દોએ સરોજનીનું હૃદય વીંધી નાંખ્યું હતું. તે સ્હવારની એજ વિચારમાં પડી હતી કે, શું રતિલાલ જોગી બની જશે ? શું ત્હેની મુલાકાત ફરી નહિ થાય ? આમ વિચાર કરતી તે કોચપર સુતી હતી એવામાં રતિલાલ અંદર ભાભીની પાસે રજા લેવા આવ્યો. સરોજનીનું હૃદય હાથ ન રહ્યું તે અકળાઇને રડતી કકરતી બોલી ઉઠી,—જોગી ન બનશો હું સાથે આ........એમ કહીને ત્હેના પગમાં પડી આંસુથી રતીપર ધોવા લાગી. કાળની અતિ વિચિત્ર છે, આ બનાવ સરો-

જનીની ભોજાઇ નજરોનજર જોઇ ગઇ, પરન્તુ તે વુર્ત તો કંઇ બોલી શકી નહિ પણ રતિલાલના ગયા પછી સર્વ વાત પોતાના પતિને કહી પતિએ પિતાને કહી છેલ્લે રાત્રે સરોજની શિવાય ઘરના તમામ માણસોએ મળીને સરોજનીને કાશી ખાતે પોતે બંધાવેલા મંદિરમાં રાખવાનો નિશ્ચય કર્યો. સ્હવારે જતી ટ્રેનમાં એક દાસી સાથે અને પૂરતા પૈસાના સાથે રવાના કરી દેવામાં આવી. સરોજનીને કાશી આવ્યાને આજે ત્રણ દિવસ થઇ ચૂક્યાં છે પિતાએ બંધાવેલા ઠાકુરજીના મંદિરમાં એક મહંત અને તેનો ચેલો રહેતા હતા. અને તે મંદિરના ઓરડાઓમાંથી એક સારો ઓરડો સરોજનીને માટે ઇલાયદો રાખવામાં આવ્યો હતો સરોજનીએ આ ઓરડામાં એક સારો રેંટીઓ અને શાળ ગોઠવ્યાં હતાં. સાથે આવેલી વૃદ્ધ ડોશી સુતર કાંતતી અને સરોજની પોતાનું એજ સાડી વણવાનું કામ કરતી. નવરાશનો ટાઇમ દેવસેવામા ગાળતી, પણ ત્હેના હૃદયને એટલી તો ખાત્રી હતી કે, આ દેવ દેવીઓની સેવા. કરતા જીવતા દેવ દેવીઓની સેવા ઉત્તમ છે એમ ધારી આ ઠેકાણે તે અનુકૂળતાએ એક વિધવાશ્રમ ખોલવાનો પૂર્ણ ઇરાદો રાખતી હતી અને તે થોડાજ સમયમાં પૂર્ણ કરવા ઇચ્છતી હતી, પણ મનુષ્ય ધારે છે કંઇ અને પ્રભુ કરે છે કંઇ એક બાજૂ સરોજની આ ઇરાદામાં હતી તે વખતે મંદિરના મહંતનો ચેલો કે જ્યારથી સરોજની મંદિરમાં આવી ત્યારથી ત્હેના સૌન્દર્યમાં મુગ્ધ બની ગયો હતો આજે વળી એ પ્રસંગમાં ડોશીના પુત્રના મંદવાડનો તાર આવવાથી તે દેશમાં ગઈ હવે રહી એકલી સરોજની ? એ તકનો લાભ લઈ રાત્રે બાર વાગે મહંતનો ચેલો સરોજનીના ઓરડા પાસે આવ્યો. પણ ઓરડો અંદરથી વાસેલો હતો તેથી તેણે બારણાં ઠોક્યાં. સરોજની જાગી અને પૂછ્યું તો જવાબ

મળ્યો કે, ત્હમને મહંતજી યાદ કરે છે. સરોજનીએ આ વખતે આવ-વાની સાફ ના પાડી ચેલાએ બારણા ઉતારવાની કોશેશ કરી તેમાં ફતેહ પામ્યો, સરોજની મનમાં સમજી ગઇ. આખરે લજ્જા બચાવવાને ખાતર શરીરની તમામ શક્તિ એકત્ર કરી કછોટો વાળીને ઉભી થઇ જેવો બારણું ઉતારી તે પાપી અંદર આવ્યો કે તુર્તજ સિંહણની માફક કૂદી સરોજનીએ ત્હેની છાતીમાં જોરથી મૂકકો મારી દૂષ્ટને ચતો પાડી નાંખી રવાને થઇ. ચેલો તુર્તજ ઉભો થઇ વેર લેવા પાછળ પડ્યો પણ સરોજની તુર્તજ છટકી તે પાછળની ઝાડીમાં છુપાઇ ગઇ હતી નીચે ઘણી શોધ કરી પણ વ્યર્થ !

( ૫ )

આખી રાત્રિ ઝાડીમાં સંતાઇ રહી સ્હવારના ચાર વાગે ત્યાંથી છુપી રીતે નીકળીને શહેરમાં આવી. બપોર સુધી ભટકયા કર્યું. બે વાગે એક કંદોઇની દુકાને જઈ બે આનાનો ઠોર માગ્યો. પૈસા કહાડવા કમ્મરે રાખેલી કોથળી પર હાથ મુક્યો પણ તેતો ક્યારનીએ ગેપ થઇ ગઇ હતી. સરોજનીનું મુખ મલીન બની ગયું એટલામાં ત્યાંથી થોડે દૂર એક લહેરી લાલા આ બનાવ જોઇ રહ્યો હતો તે એકદમ બોલી ઉઠયો, " આપો, આપો જે કંઇ પૈસા થશે તે હું આપીશ. કદાચ ઘેરથી પૈસા લાવતાં ભૂલી ગયા હશે. લઇ લ્યો, બાઇ લઇ લો, એ કુલીન બ્રાહ્મણ છે. ત્હેને બ્રાહ્મણી નથી. કદાચ ત્હેનો સંગ કરી લેશો તો બન્નેની જીંદગી સુખમાં જશે એમ કહી સરોજનીના હાથમાં ઠોર આપવા લાગ્યો પણ સરોજની ત્યાંથી ન્હાસીને રવાના થઇ ક્યાં જશે અને શું કરશે તેનું ઠેકાણું ન્હોતું માત્ર એક તરફ જોરથી દોડવા લાગી.

જ્યારથી કાશીમાં આવી ત્યારથી તો ઉદાસીના માફક રહેતી હતી ખાવું પીવું છુટી ગયું હતું. અધૂરામાં પુરૂં ગઇ કાલે દાસી પણ ચાલી ગઈ હતી. રાતભર પાપીએ પીછો પકડવાથી ઝાડીમાં છુપાઇ રહી હતી. પૈસા ટકા લૂટાઇ ગયા હતા. ભૂખી તરસી દોડી જતી હતી, સૂર્યનારાયણ પણ જાણે વેર લેવા માગતો હોય તેમ બારે કળાએ તપી રહ્યો હતોઃ છેલ્લે આંખે અંધારા આવ્યાથી રસ્તાપર એક ઝાડ નીચે લમણે હાથ મૂકીને બેસી ગઇ રસ્તે જતાં આવતાં લોકો અવનવી વાતો કરતાં હતાં. કોઈ કહેતું કે ઢોંગ કરે છે તો કોઈ ત્હેનું મરી ગયું હશે ત્યારે કોઇ ચબરાક બોલતાં કે એ ધુત-વાનાં નખરા છે. પણ ત્હેની પાસે આવી એ દુઃખીયારી અબળાનું દુઃખ પૂછવાની હિમ્મત કરતું નહિ.

સંજોગ કે વશાત્ એક મડમ, કેટલાક વ્યાપારીઓનાં બચ્ચાને ભણાવી એ બાજુએથી ગાડીમાં નીકળી. તે તુર્તજ ગાડીમાંથી નીચે ઉતરી લીલાની પાસે આવી ત્હેનો હાથ પકડીને બોલી,—" બ્હેન કેમ રડે છે ? સરોજનીનું હૃદય એટલું તો ભરાઇ આવ્યું કે ધ્રુસકે ધ્રુસકે દિલ ખુલ્લુ મૂકીને મડમના પગ પાસે રડવા લાગી. મેડમે સપ્રેમ હૃદય સરસી ચાંપીને ગાડીમાં બેસારી દીધી રસ્તે ચાલતા કોણ છે અને કેવી રીતે અહીં આવી વિગેરે બાબતો પૂછી પણ તે પોતે પરદેશી છે અને કાશીમાં લૂટાઇ છે એટલોજ ઉત્તર આપ્યો મડમ સમજી કે કોઇ દુષ્ટ ત્હેને બ્હેકાવી લાવ્યો હશે અને પાછળથી લૂટીને ન્હાસી ગયો છે. એથી તેણે પોતાની પાસેના બાયબલના પુ-સ્તકમાંથી એક ફકરો કહ્યો, એ પાપના બોજાથી દબાએલા પ્રાણીઓ મ્હારા પાસે આવો, હું ત્હમારો બોજો હલકો કરીશ. સાંજ તાજ

ને વૈદ્યની દરકાર નથી પણ બિમારોને, હું નેકીવાળાઓના તેબાને માટે બોલાવતો નથી પણ ગુન્હેગારોને! એના અર્થો સમજાવતી જનાના મિશનમાં લઈ ગઇ.

જનાના મિશનની જોડમાં આપણા હિન્દુઓનું મ્હોટું મંડળ આવેલું છે અને એ બન્ને વચ્ચે માત્ર એક ભીંત છે. મંડળમાં જ્યારે મીસ ઈંગ્લિશ મહેમાન આવતાં ત્યારે મિશનમાંથી નોકર વાસણ વિગેરે મંગાવી પ્રકાશ કરતા આજે મિશનમાંજ જ્યારે હિન્દુ અતિથિ છે ત્યારે મડમે એક પત્ર લખી પૂરી શાક ઇત્યાદિ લાવવા માટે ચીઠ્ઠી લખી નોકર અને વાસણ મગાવ્યા. પણ માત્ર નોકર આવ્યો અને કોરો જવાબ મળ્યો કે, હમારા વાસણો કોઇને અડકવા દેતા નથી સરોજનીએ તો મિશનમાં ખાવાની ચોકખી ના પાડી. ત્યારે મડમે એક પત્ર લખી નોકર સાથે સરોજનીને મંડળમાં મોકલી અને જતી વખતે કહ્યું કે, હમારા માટે મ્હારા મકાનના દરવાજા ખુલ્લા છે હું તમને ભૂલાવામાં નાંખી કદી ક્રિશ્ચિયન બનાવીશ નહીં, હને કેટલીક છોકરીઓને ભણાવવાનું કામ અપાવીશ અને રાંધી ખાવાને મકાન અલગ આપીશ હમણાંતો મંડળમાં જાઓ ત્યાં પણ સંસ્કૃત વિદ્વાનો અને કેટલાક બી. એ છે તેઓ પણ મ્હને આશા છે કે બનતી સહાયતા કરશે.

મંડળમાં પહોંચતાંજ એક ભગવા વસ્ત્રધારી ગુજરાતી સન્યાસીએ સરોજનીનું નામ ગામ અને પિતાનું નામ પૂછ્યું પણ જવાબમાં મ્હને કાશીવાળાએ લૂટી છે, શિવાય હકીકત આપી નહિ. ભગવા વસ્ત્રધારી સન્યાસી હવે બગડયા અને ગુસ્સાથી લાલચોળ બની બોલ્યા, " તું હિન્દુ સમાજથી પતિત થયેલી વિધવા છે એથી તું હિન્દુ સમાજમાં સ્થાન હવે મેળવી શકીશ નહિ માટે ચાલી જા.

આમ કહીને રજા આપી એટલુંજ નહિ પણ એ જે સ્થાને ઉભી હતી ત્યાં ગયા પછી જર્મનસિલ્વરના કમંડળમાંથી જળ લઇ તે જગાપર રેડીને ભૂમિ પવિત્ર કરી, કારણ કે ત્યાં હિન્દુ વિધવા ઉભી હતી.

( ૬ )

સરોજની હવે ત્યાંથી પાછી ચાલી નીકળી. ક્યાં જવું ત્હેનું ઠેકાણું નથી આગળ ચાલતાં માથું ભમી ગયું. રસ્તાપરના એક ઝાડ નીચે પાછી લમણે હાથ દઇને બેસી ગઇ. ત્હેને ખબર ન્હોતી પાસે જ પોલીસ ચોકી છે ચોકીમાં બેઠેલા એક હવાલદારે સરોજનીને જોઇ. જોતાંજ તે વિવશ બની ગયા તુર્તજ કે જે હોળી દિવાળીએ કપડાં પાણી જોતાં હતાં તે ઉતારી ધોએલા પહેર્યાં અને મૂછપર તાવ દેતા, વાંકી ટેડી ચાલ ચાલતાં ત્યાં આવી પહોંચ્યા પાછળ ઉભા રહી "તુમ્હારી ચુપ જબાં હે" એગુન્હા બોલે તો; યે હોઠોપર મીસી હૈ યા ધૂઆં હૈ બોલો તો. સરોજની ચમકી ઉઠી લાલ વિશાળ નેત્રોથી ક્રોધ કરી હવાલદારની તરફ જ્યાં જોયું ત્યાંજ સાહેબની ઈજાર ઢીલી થઇ ગઇ.

અને ચોકીમાં ઘુસી સિપાહીને કહેવા લાગ્યા, એ કોણ છે હરામજાદી કહાડી મૂકો એને ત્યાંથી સીપાહી બહાર આવીને જૂએછે ત્યાં કોઈ ના મળે કારણકે સરોજની તુર્તજ ચાલી ગઇ હતી સિપાહી મનમાં કહેવા લાગો, બિલાડીને સ્વપ્નમાં પણ ઉંદર આવે છે સરોજની પાછી આગળ ચાલવા લાગી થોડે દૂર જઇ દયાનંદ કોલેજના રહામેના ઝાડ નીચે વળી બેઠી. બપોરની રજા મેળવી બાળકો છુટયા કેટલાક બાળકો સરોજનીની પાસે ઉભા રહ્યા એટલામાં

એક ન્હાનો સાત વરસનો બાળક સરોજની પાસે આવી ત્હેની ગર્દ-નની આસપાસ હાથ નાંખી દાઢી પકડી કહેવા લાગ્યો મા કેમ રડે છે ? તું ભૂખી છે ? લે મ્હારી પાસે પૈસા છે. સરોજનીના હૃદયમાં આ બાળકના આ કોમળ શબ્દોએ વિદ્યુતના જેવી અસર કરી બા-ળકને હૃદય સરસો ચાપી ચુંબન કરીને ખૂબ રડી. ' ભાઈ હું રસ્તો ભૂલી છું ' બસ આટલું જ બોલાયું. બાલક પાછો બોલ્યો મા ત્હારે ક્યાં જવું છે ? દશાસ્વમેધ. ચાલ હું રસ્તો બતાવું. જો અહીંથી જશે તો સડક છે પણ તડકો છે. આમથી જશે તો ગલી છે, ન-જીક છે અને છાંયો છે. સરોજની પાછું બાળકને પ્રેમથી ચુંબન કરી આગળ ચાલી. થોડે દૂર જતાં એક વૃધ્ધ ગુજરાતી સ્ત્રી મળી. સરો-જનીને દુઃખી જોઇ બોલી " બ્હેન ક્યાં રહો છો ? પરાયા પરદેશ-માં એકલી, અટુલી ભુખી, તરસી, થાકી સરોજની માતૃભુમિના શબ્દો સાંભળી પાછી રડી પડી વૃદ્ધાએ દિલાસો આપી છાની રાખી અને પોતાને ઘેર આવવા કહ્યું. સરોજની ત્હેને ઘેર ગઇ અને જૂએ છે તો નીચે એક ઠાકુર મંદિર હતું અને ઉપર દિવાનખાનું તેમાં બે ચાર યુવતિઓ રહેતી હતી અને પાછળ રસોડું હતું ભૂખ પણ કેવી બુરી ચીજ છે. સરોજનીએ પોતાના હાથે રસોઇ બનાવી. ઠાકોરજીને પ્રસાદ ધરાવી, પોતે જમી.

રાત્રિ પડી એટલે તમામ યુવતિઓ શણગાર સજવા લાગી સરોજની સમજી કે તેઓના પતિઓ આ વખતે ઘેર આવવાના હશે પણ આતો બાજી પલટી. રાત્રિના દશ વાગ્યા એટલે ત્રણ ચાર લેહરી લાલાઓ ધમાધમ કરતા ઉપર આવ્યા. આઇએ જનાબ, હજુર અને સરકારના સંબોધનો થવા લાગ્યા. થોડીવારે તબલા

હારમોનિયમ અને સિતારના સૂરો નીકળવા લાગ્યા આટલેથી બસ ન થતા હવે રંગ બદલાયો. એક બીજાના અંગોપર પણ હાથ પડવા લાગ્યા. પઇસાના પાકીટો ખોલાવા લાગ્યા, અને ઘરેણા દાગીનાની તથા નોટો પણ ઉડવા લાગી. સરોજની આ બનાવ જોઈ સમજી ગઇ કે, હાય ! હાય ! આતો વેશ્યાનું ઘર ! એટલામાં એક યુવક શરાબની ધુનમાં સરોજનીની ઓરડીમાં ઘુસ્યો. સરોજની શરીરમાં આ સમય સતીત્વના પ્રભાવે એક વીર પુરૂષના જેવું જોર આવ્યું લાલ નેત્ર કરી પાપીને જોરથી એક તમાચો માર્યો. આટલેથી તે ના અટકતા વળી આગળ વધ્યો સરોજનીએ પાછી એક પાટુ મારી એટલે નિશાબાજ નરાધમ પ્રાણી પડી ગયો. સરોજની પાછળને દરવાજેથી પસાર થઇને સીધી ગંગા કિનારે પહોંચી.

( ૭ )

પગથીયાપર બેઠી થોડી વારમાં તે ત્યાં સુઇ ગઈ અને નિદ્રાધીન થઇ. નિદ્રામાં ત્હેણે સ્વપ્ન સૃષ્ટિમાં પ્રવેશ કર્યો અને જુએ છે તો પોતે જાણે યમુના કિનારે ઉભી છે અને ત્યાં ભગવાન ચન્દ્ર દેવના વિહારાર્થે ભુતલપર દૂધ જેવી સ્વચ્છ શય્યા બિછાવી છે. કોમલ કુમુદિનીએ પ્રિયતમ પ્રાણેશ્વર ઇન્દુને હૃદયપર બેસારવાને માટે પોતાનું ઉજ્જવળ હૃદય નિવિર્ણ કરી દીધું છે. ત્હેની સમીપ વાસી અધખીલી કળી કુમુદિનીઓ મ્હાસ્ય કરી રહી છે ત્યારે કોઈ કોઈ તો આ આનંદ મય ઘટના જોઇને ખડખડાટ કરી હસવા ઇચ્છે છે. અલબેલા ચન્દ્ર પાસેથી છુટકારો મેળવી જ્યોત્સના થરક થરક નાચી રહે છે. ચંચળ હવા, ઇન્દ્ર પુરીની અપ્સરા બની યોગભ્રષ્ટ ઋષિની તપસ્યા ભંગ કરવા ઉલટી છે. કેવી નિડર છે. આમ જુઓ, પિતાંમ્બર ધારી યમુનાને જબરજસ્તીથી ઉથલાવી રહી છે. કેવી નિર્લજ છે.

હાય! હાય! પેલા જંગલી ગુલાબને સહસા આલીંગન કરીને ત્હેના મનોહર ગુલાબી ગાલોને ચૂમી અગિયારી ગણી ગઇ. રામ! રામ! જુઓ તો ખરા પેલી ધીર સ્થિર કુમુદિનીના પાછળ દબે પગે જઈ, ત્હેને એક એક મુગ્ધ કલી કુમુદિનીના દેહ પર નાહક ધકેલી દઇ ધમ કરતી યમના જળમાં કૂદી પડી. અહા! જળમાં કેવી ચમકીલી તરંગો ઉઠવા લાગી છે. એ ચંચલ પવનના પ્રવેશ કરતાંના સાથેજ લ્યો સ્થિર જળમાં પણ ચંચળતા આવી ગઇ. અરે હમણાં સુધી તો જળમાં એકજ ચન્દ્રનું પ્રતિબિંબ જણાતું હતું, પણ હવે તો હજારો ચન્દ્ર પ્રકટ અને અપ્રકટ જણાવા લાગ્યા. વાહ! વાહ! કેવો સુંદર દેખાવ અને શી પ્રકૃતિ દેવીની ઉદારતા! કેવો આનંદી દેખાંવ આ દેખાવ જોતી સરોજની આગળ વધવા લાગી એક સુંદર શીલા જોઇ તે પર શાન્ત ચિતે બેસી મનમાં શ્રી હરિનું સ્મરણ કરતી કહેવા લાગી, પરમાત્મન સદાને માટે આ નંદનકાનમાં રાખે તો કેવું સારૂં? વનના ઝાડપરથી પાકાં મિષ્ટ ફળો ખાઇ આ નિર્મળ અમૃત જેવું પાણી પી સુંદર ઝાડની છાયામાં ઇશ્વર ભજન કરી દિવશો નિર્ગમન કર્યા કરૂં જીવનમાં આની પ્હેલાં, સરોજનીએ આવું સુખ કદિ પણ જોયું ન્હોતું. ભગવતિ પ્રકૃતિના સૌન્દર્યને જોતાં જોતાં તે પાગલના જેવી બની ગઇ? ક્યાં છે? ક્યાં જાય છે? ત્હેનું કંઇ પણ ભાન નથી. સહસા ત્હેની દૃષ્ટિ એક લાંબી સફેદ દીવાલપર પડી. દીવાલ, નગરની ચારે ફરતી હતી. સરોજની તુર્તજ ત્યાંથી ઉઠીને એ દિવાલ તરફ ચાલવા લાગી થોડીવારમાં પાસે આવી. એટલે એ દિવાલને દરવાજો પણ દેખાયો. પોતે દરવાજા પાસે ગઇ અને જુએ છે તો દરવાજો ખુલ્લો. અંદર કેવી સુંદર સડક! સરોજની હવે દરવાજામાં પેસી સડકે ચાલવા લાગી

થોડા સમયમાં એક સુંદર ઉદ્યાન પાસે પહોંચી તે ઉદ્યાનના સિંહ દ્વાર પરની કમાનમાં સોનેરી અક્ષરે ઇન્દ્રપ્રહસ્થ એવું લખેલું હતું. સરોજની ઉદ્યાનમાં અંદર પેઠી, વચ્ચોવચ એક સંગેમરમરથી બાંધેલા મહેલના ઉંચા શિખરો આકાશ સાથે વાતો કરતા હતા, પણ ત્યા કોઇ માનવ જાત જણાઇ નહિ, મહેલમાં આવી જુએ છે તો અંદર હજારો દિપકો સળગી રહ્યા છે. ચારે બાજુએ ખુરશી, ટેબલો અને મખમલના કિંમતી સાફાઓ ભીંતને અડેલી ગોઠવ્યા છે. જાણે કોઇ હમણાંજ આ બધી તૈયારીઓ કરી ગયા હોય તેવું જણાતું હતું. ઉપર દૃષ્ટિ ફેંકે છે તો રાષ્ટના તમામ વીરોની છબિઓ હાથીદાંત. ની કિંમતી ફ્રેમમાં લટકી રહી છે, ત્હેની નીચે એ પવિત્ર પુરૂષોની ટુંકી જીવન કથાઓ સુંદર અક્ષરોમાં લખેલી છે. વચ્ચે એક સીંહાસન ખાલી પડયું છે તે પણ ખાલીજ છે. સરોજની આ બધું એકી સાથે અજાયબીમાં ગરકાવ થઇને જોઈ રહી છે એટલામાં કેટલાક સંખ્યાબંધ વૃદ્ધો અને યુવકો ન્હાના પ્રકારના વાજીત્રો વગાડતા ભારત માતા જયઘોષ નીભૂને કંપાવતા આવી પહોંચ્યા. એક તેજસ્વી યુવક હાથમાં એકસો આઠ બતિયોની મ્હોટી હીરાજડીત આરતી લઈ ઉંચે લટકતી રાષ્ટ્રવીરોની આરતી ઉતારતો પ્રાર્થના કરવા લાગ્યો " હે આર્યકુળ ભૂષણ, મહારાજ દલિપ, દધિચ, હરિચન્દ્ર અને દશરથ શું હવે સૂર્ય અને ચન્દ્ર વંશનો અંત થઇ જશે? હે ચક્રાવર્તી રામ ! હે ધનુષધારી લક્ષમણ અને બલી હનુમાન ! શું હવે અમે આવી રીતે દીન હીન દશામાં રહીશું ? " હે ક્રોધી ફરશુરામ! શું હવે આપની ફરશી બુઠ્ઠી બની ગઈ? શું બ્રાહ્મણનાં અપમાન-જુઠ્ઠા ખતપત્રો બિસ્કુટના બોકસો અને શરાબની બોટલો ઢોસી લોકોની

ઠોકરે આવવું—આપને રૂચિકર છે ? ભગવાન કૃષ્ણ ! શું હવે આપ, ભારતવાસીઓને ખરા ધર્મનો ઉપદેશ નહિ આપો ?...હે, અર્જુન ! હે ભીમ ! અભિમન્યુ ! કર્ણ ! દુર્યોધન ! ભીષ્મ ! અને દ્રોણ ! શું બાંધવોની ગરદનો રહેસવા અને ગુરૂજનોને મારવા અને ભારતનું સત્યાનાશ કરવાને માટેજ આપ સર્વેએ જન્મ લીધો હતો ! શું હવે અમારા પુનરૂધ્ધારના માટે આપ પુનઃ જન્મ નહિ લ્યો ? હા ! દેશ દ્રોહી જયચન્દ જો, ત્હારીજ પુત્રી સંયોગિતા ત્હારા જામાત્રની સાથે ભસ્મ થઇ રહી છે, ચિતોડપર આફત છવાઇ રહી છે. મોગલ ડોલાં લઈ રહ્યાં છે. આમ જુઓ, માતૃભૂમીની સ્વતંત્રતાના માટે ક્ષત્રિ કુલતિલક મહારાણો વિર પ્રતાપ ઉન્નત ગરદન રાખી હજારો સંકટો સહન કરતો જંગલોમાં આમ તેમ બાલબચ્ચાંને લઇ ભટકતો ઘાસના રોટલા ખાઇ રહ્યો છે. વીર પદ્મણી દશ હજાર વીર ક્ષત્રાણીઓની સાથે ધધકતી આગ પર સહર્ષ ચ્હડી બેસે છે. કોઇ વિદેશી આવી ગરીબ ભારત વાસીઓને ગુલામીની જંજીરમાં જકડી લે છે; રામ અને કૃષ્ણના બાલુડાં અનેકાનેક દુઃખો શહન કરી રહ્યા છે રાઠોડ ચુહાણ, અગ્નિકુળ શિશોદિયા પદદલિત થઇ રહ્યા છે કરૂણાનિધાન એ ક્યાં સુધી ? સત્યનારાયણ ! આપ સત્યવાદી છો, આપ સ્વયમ સત્ય છો; આપનું વચન " યદા યદાહીધર્મસ્ય ગ્લાનિર્ભવતી ભારત. અભ્યુત્થાનધર્મસ્ય તદાત્મને સૃજયમ્યહમ્ સત્ય કરી બતાવો. પૂર્ણ પુરૂશોતમ ! હવે આ સંકટ નથી સ્હેવાતું. એટલી વિનંતી કરી સૌ એક પગે ઉભા રહી પ્રેમ–પૂર્વક ધ્યાનમાં નિમગ્ન બની ગયા.

( ૮ )

સહસા, ગંભીર ધ્વનીના સાથે એક જ્યોતિ પ્રકટ થઇ જ્યોતિતિથી નીમ્ન લિખિત શબ્દો સંભળાવા શરૂ થયા.

પ્રિય પુત્રો ! પર્વતોમાં શ્રેષ્ટ હિમાલયમાં હું છું, નદિઓમા શ્રેષ્ટ ગંગા હું છું, ભૂમિમાં શ્રેષ્ઠ આર્યાવર્ત હું છું, દેશોમાં શ્રેષ્ઠ જર્મનીમાં × હું છું. રાજાઓમાં શ્રેષ્ઠ અમેરિકનો પ્રેસિડેન્ટમાં હું છું. જાતિયોમાં શ્રેષ્ઠ બ્રિટિશ જાતિ હું છું, ધર્મોમા શ્રેષ્ઠ વૈદીક ધર્મ હું છું. મ્હારામાં પક્ષપાત નથી. હું સમગ્ર સૃષ્ટિને સમાન દૃષ્ટિથી જોઉં છું. મ્હારામાં મત-ભેદ નથી હું સંસારની હરેક વ્યક્તિને સમભાવથી જોઉં છું. મ્હારા માટે સંસારનાં સર્વ સ્ત્રી પુરૂષો બરાબર છે. કોઇ જાતી, કોઇ મત, કોઇ વ્યક્તિ, મ્હારા દ્રોહી નથી સર્વ મ્હને પ્રિય છે. માનવજાતિને મ્હે સ્વતંત્ર બુદ્ધિ પ્રદાન કરી છે હું કોઇ સ્ત્રી પુરૂષને અમુક કાર્ય કરવા કે ન કરવા મનાઈ કરતો નથી એ મ્હારો બનાવેલો અટલ નિયમ છે ત્હેને કેમ તોડું ?

હું કોઇ દેશ, કાલ યા કુસમયમાં સ્વયમ મ્હારી ઇચ્છાથી જન્મ નથી લેતો મ્હને ગર્ભમાં ધારણ કરવો યા ન કરવો તે ત્હમારી સ્ત્રી પુરૂષની ઇચ્છા પર નિર્ભર છે, બ્રહ્મચારી અને કઠિન તપસ્યા કરવાવાળા તેજસ્વી માતા પિતાઓજ રામ અને કૃષ્ણની આત્માઓને ખેંચી શકે છે. જન્માષ્ટમીના દિવસે દાઢી મુંછ મુંડાવી પેટપર તકીયા બાંધી સખી બની નાચવા કૂદવાથી નહિ, દહી દૂધમાંથી કૃષ્ણ પેદા નથી થતો, જો ઇચ્છતા હો કે ખરેખરા કંસનો નાશ કરવા વાળો પ્રતાપી કૃષ્ણ અને લંકા દહન કરવા વાળા રામ અને લક્ષ્મણ ભારતમાં પુનઃ જન્મ લે તો પ્હેલા દેવકી, યશોદા અને કૌશલ્યા બનાવો, વાસુદેવ નંદ અને દશરથના જેવી સખ્ત તપસ્યા કરો. ચુડીઓ પેહેરી હિજડાઓની માફક નાચવાનું અને

× વર્તમાન યુધે ત્હેને પતિત કરી દીધો છે.

સખી ભાવ બતાવવાથી હું પ્રસન્ન નથી થતો પણ અપ્રસન્ન થાઉં છું. મ્હને શું જોઇએ છીએ ? માત્ર વીર્યવાન યુવકો અને વીરાંગના યુવતીઓ !

આમ જુઓ, લક્ષ્મણ, ભીષ્મ, દ્રોણ, અર્જુન, કર્ણ, પ્રતાપ, અને શિવાજીના વીર આત્માઓ માતૃ સેવાને માટે ભારતમાં જન્મ લેવાને તૈયાર બેઠા છે પણ કરે શું, ભારતમાં એવી માતાઓ નથી બેઠી કે જે ત્હેના આત્માને ગર્ભમાં ધારણ કરી શકે વીર માતાઓથી વીર સંતાનો જ થાય છે બાલ માતાએમાં વીર સંતાનો ઉત્પન્ન કરવાની શક્તિજ હોતી નથી. જ્યારે ભારતમાં યોગ્ય માતાઓ હતી ત્યારે તે રૂષી મુની અને વીર રત્નોને ઉત્પન્ન કરી રત્ન ગર્ભા કહેવાતી, અને હવે મુર્ખ અને બાળ માતાઓથી કલંકી અને કુપાત્રો જ પેદા થાય છે. એ માત્ર કાર્ય અને કારણ જ છે. કારણને સુધારી કાર્ય સિદ્ધ કરવું એ ત્હમારા જ હાથમાં છે.

દેશભકતો ! જાણી લ્યો કે, ત્હમારી ઉન્નતી તમારા જ હાથમાં છે. હું માત્ર એક શક્તિ છું. અને તે સમગ્ર સૃષ્ટિ, હરસમય, અને હર સ્થાનમાં મોજુદ જ રહે છે. વગર રોકે જેને જેટલી જોઈએ તેટલી મળે છે. ત્હમારાથાંથી પ્રત્યેક રામ મુર્તિ જેવા બલિષ્ઠ ગોખલે જેવા બુદ્ધીશાળી, ગાંધીજેવા સત્યવક્તા બની શકે છે. ત્હમારો દેશ જર્મની, જાપાન અમેરીકા અને ઈંગ્લાંડ જેવો પ્રભાવશાલી બની શકે છે. પણ બનાવવો અગર બગાડવો તમારા હાથમાં છે. જેટલો પરિશ્રમ કરશો તેટલું પામશો. જો સુઈ રહેશો તો ખોશો અને જાગશો તો મેળવશો માટે ઉત્તિષ્ઠિત જાગ્રત !

( ૯ )

હું સૃષ્ટિના એક એક કણકણમાં પરિમાણુમાં વ્યક્તિમાં, પ્રત્યેક સ્ત્રી પુરૂષોમાં મોજૂદ છું. સ્વતંત્ર માનવ જાતિ મ્હારી એ શક્તિને ગમે તો સારા કાર્યમાં ઉપયોગ કરે અગરતો નઠારા તેમાં એ સ્વતંત્ર છે. હું વિશ્વનાથના મંદિરમાં કે જેને મૂર્ખ પત્થર અને લોખંડનું નામ આપે છે તેમાં હાજર છું તેવડે ચ્હાય તો આધ્યાત્મિક ઉન્નતિ મેળવે અગર તોડીફોડીને ફેંકી દે. પત્થરની મૂર્તિ સ્વયમ કંઇ નથી કરતી, તે ત્હમને શક્તિ પણ દેશે અને લોકોના હાથે ભાંગી તુટી પણ જશે શક્તિ લેવી ન લેવી ત્હમારા હાથમાં છે. લેશો તો એજ મૂર્તિ દેશે નહિ લ્યો તમને બાદ પણ નહિ કરે. પણ શક્તિતો તેમા જરૂર છે. જસત અને ત્રાંબામાં વિજળી સદૈવ હતી. ત્હેની પાસેથી કામ લેવું યા ન લેવું એ ત્હમારા જ્ઞાન અને અજ્ઞાનપર નિર્ભર હતું. તાંબાનો તાર પચાશ વર્ષ પહેલાં જે હતો તે આજે પણ છે. એ સમય માત્ર ખીલા વાસણ બનતાં પણ આજે એજ તાર બોલે છે, ટ્રામ અને વહાણ ચલાવે છે, રોશની આપે છે, ઘંટી ચલાવે છે, પાણી ભરે છે, અને છેલ્લે રોગ પણ મટાડે છે. માટીની મૂર્તિ માટી છે પણ એજ માટી મૂર્તિ કાળીદેવીએ રામકૃષ્ણ પરમહંસ રામકૃષ્ણ આત્મદર્શી બનાવી દીધા અને જેના શિષ્યોએ પોતાના આત્મબળ અને અધ્યાત્મ વિદ્યાવડે સમગ્ર જગતને ચકિત્ કરી નાંખ્યું.

હે માતૃભક્ત યુવકો! જ્યારે માટી, પથ્થર અને તાંબાની દેવીઓથી એવાં મહાન્ કામ લઇ શકાય છે તો શું સાક્ષાત્ જીવિત દેવીઓને મ્હેં અર્થ ઉત્પન્ન કરી ? યાદ રાખજો તમારો નવીન રાષ્ટ્ર એ જ માતાઓથી બનશે. એ માતૃ શક્તિની પુજા કરો જેને તમે પગમાં રોળો છો ત્હેને પગે પડો આ દેશની માતાઓની ચરણ રજ

જ્યારે તમારા મસ્તકે ચડાવશો ત્યારે જ તમે ઉન્નતિ મેળવી શકશો 'યત્ર નાર્યસ્તુ પુજ્યન્તે તત્ર રમંતે તત્ર દેવતા ' જો ચ્હાતા હો કે ભારતમાં પુનઃ દેવતા જન્મ લે તો એ મહાન શક્તિનો આશ્રય લ્યો જનનીથી તમે સર્વ કંઇ મેળવી શકશો. રાષ્ટ્ર બનાવવાવાળી સ્ત્રીઓ જ થયા કરે છે પુરૂષ નહિ. આમ જુઓ તમારી પાછળ સાક્ષાત જીવિત જગદિશ્વરી ઉભી છે તેની તમો હાથે મીટ્ટી પલિદ કરી રહ્યા છો. ત્હે- નાં તમે બાળલગ્ન કર્યાં પહેરામણી અને કન્યા વિક્રયના કુરિવાજથી એક અયોગ્ય અને રોગી પતિને ગળે બાંધી. આવા કુસમયમાં ત્હેનો પતિ જે કંઇ જીવવાનો હતો તે શીઘ્ર મર્ણ પામ્યો પતિ પત્નિના ગુણ સ્વભાવ મળ્યા વિના તમે લગ્નની પવિત્ર ગ્રન્થીમાં જડી દીધાં એટલે ત્યાં પ્રેમની તો ગંધજ ક્યાંથી હોય ? એથી એ બિચારી પતિને ભૂલી ગઈ. હવે તેનાં તમે પુનઃલગ્ન ન કરો એટલે તે પોતાના સતિત્વનું રક્ષણ કરી શકશે કેમ, એ મ્હોટી શંકા છે. જ્યાં વિદ્યા નથી, જ્ઞાન નથી, ધાર્મિક શિક્ષણ નથી એક માત્ર દુર્ભાગ્યનો સહારો છે તો એવી નૌકા ડુબશે જરૂર ડુબશે, તમે લોકો સમાજના નિયમો એટલા તો સખત બનાવી દીધા છે કે દરરોજ હજારો પાપમચી દુર્ઘટના બનતાં છતાં તમારી દ્રષ્ટિએ પડતાં છતાં, તિર્થ યાત્રાઓના બહાને હજારો વિધવાઓ ગર્ભપાત કરતી જોવા છતાં એ નિયમોના બંધનથી ચુપચુપ જોયા કરો છો. અફસોસ !

તમે લોકો ધર્મના નામે અધર્મ કરોછો. તમારી બુદ્ધિમાં ભ્રમ થઇ ગયો છે. એકજ ધર્મશાસ્ત્ર હરકાલ અને હરસ્થાનને માટે ઉપ- યુક્ત ન હોય અને જો તેમ હોય તો આટલા બધા ધર્મ ગ્રન્થો

એકઠા કેમ થાય કલીયુગમાં સર્વ યુગના અન્યો એક થઇ ગયા છે અને તમે એ બધાને માની બેઠા છો. માટે હવે ચેતો અને સમય સમજી ચાલો હમણાજ તમે સાંભળ્યું હશે બંગાલમાં પહેરામણીની કુપ્રથાના ભોગે વીરાંગના સ્નેહલતા પોતાના પ્રાણની આહુતી આપી હતી અને પાછળ એ આગ ઘણે ઠેકાણે સળગી હતી. તેમ ગુજરાતમાં પણ વિધવાઓ પર અત્યાચાર કન્યા વિક્રય, બાળલગ્ન અને વૃદ્ધ લગ્નોના જૂલ્મથી કયાંક એ આગ ન લાગે એ સંભાળજો !

( ૧૦ )

સ્યામકાન્તને તરતા ન આવડતું હોઇ તે જળમાં પડતાંજ વ્હેતા પ્રવાહ સાથે ઘસડાવા લાગ્યો. પ્રાણ પણ કેવી પ્રિય ચીજ છે કે તેના પર કંટાળો આવતાં તેનો ત્યાગ કરતી વખતે એ પાછાં મેળવવા વલખાં મારવા પડે છે, સ્યામકાન્ત એ પ્રમાણે પ્રાણ બચાવા હવે તરફડીયા મારવા લાગ્યો પણ લાચાર એવામાં થોડે દૂર જતાં કેટલાક માછીઓ નદીમાં ત્રાપો નાખી જતા હતા. દુરથી મનુષ્ય જેવી ચીજ જોવામાં આવી પાસે આવવા દઇ વાંસ લંબાવ્યો પણ સ્યામકાન્ત પકડી શકાયો નહિ, માછીઓ બીજી પણ અનેક મહેનત કરી પણ જોરથી વ્હેતી જળધાર આગળ ત્હેનું કંઇ ચાલ્યું નહિ આખરે તેના કિસ્મતમાં મરવાનુંજ લખ્યું હશે એમ ધારી તેઓએ આશા છોડી. હવે સ્યામકાન્ત આગળ ઘસડાયો વળી થોડે દુર જતાં એક અમેરિકન યુવક અને યુવતી નદિમાં વિહારાર્થે લોંચ મૂકીને ફરતાં હતાં યુવતીએ દુરબીન લઇને કુદરતના દેખાવોને નિહાળતી હતી એવામાં દુરથી તેણે સ્યામકાન્તને તણાઇ આવતો જોયો તુર્તજ 'નેટીવ' કરીને બુમ મારી ઉઠી, એટલુંજ નહિ પ્રિયને એ નેટિવને બચાવી લેવાની હસ્તે મુખે આજ્ઞા કરી એ આજ્ઞા સાંભળતાંજ

યુવક આજુબાજુનો વિચાર ન કરતાં પ્રચંડ નદીમાં કુદી પડ્યો. જળધારા એટલી તો જોશમાં વહેતી હતી કે તે એક હાથ આગળ વધતો તો પાણીનું પુર અને મોજાં ચાર હાથ પાછળ ધકેલતા, છતાં એ વિદેશી યુવક જીવનને મુઠ્ઠીમાં લઇ મરણના સ્હામે ખુશ મિજાજે ખેલતો હતો આખરે શ્યામકાન્ત પાસે આવી પહોંચ્યો. યુવકે દુરથી પકડયો અને બચાવી લોંચમાં લઇ લીધો. ઉપર આવતાં યુવતિએ એ વીર યુવકને હૃદયસરસો ચાંપ્યો. લોંચ ચાલુ થઇ ગઇ.

× × × ×

આજે શરદ પુર્ણીમાં છે રાત્રીના આઠ વાગી ગયા છે. ગંગાના હૃદયપર એક ન્હાની લોંચમાં બે હિન્દુ પ્રોફેસર, એક અમેરિકન બાનુ અને હિન્દુ રમણીઓ વિહાર કરી રહ્યા છે. લોંચમાં હારમોનિયમ વાગી રહ્યું છે તેનાપર એક હિન્દુ બાનું કોકિલ કંઠે ગાઇ રહી છે.

“હમસીભી બુરી ન હોગી તકદીર કીસીકી, દેખી ન સુની એસીથી તકદીર કીસીકી” મીટ્ટીમેં મિલાતા હે હમે આનકે કોઇ, બનતી હે ઘસી ખાકસે અકસીર કીસીકી, જલતી હે ચિતાઓ મેં યહાં દેવીઆં જીન્દા, હમ આગમે ફુંકતે હેં ખતા. ઓર કીસીકી દાખીલ હે કભી હદ્દકે ગુલામી મેં કીસીકે, પહને હેં પાંવમેં જંઝીર કીસીકી એ ચાર ગરો બહરે ખુદા અબતો બચાલો, દેખો તો જો ચલ સકતી હે તદબીર કીસીકી. આજ વખતે સરોજની જાગી ઉઠી હતી અને ઉપરોક્ત અવાજ સાંભળતાં ચોંકી ઉઠી અરે! આતો કોઇ પરિચિત અવાજ જણાય છે આ બોલનાર વ્યકિતને મેં કયાંક જોઇ છે અને આ વખતે હું તેને જોતાંજ ઓળખી લઇશ પણ હવે જોઇને શું કરીશ?

સરોજની મનને આ પ્રશ્ન પુછી પાછી વિચારમાં પડી અને હમણાંજ વીતી ગયેલા સ્વપ્નને યાદ કરવા લાગી આખરે ઉભી થઇ પાણીની લગોલગવાળા ઘાંટના ઉંચા બુરજ પર રહી કહેવા લાગીઃ—
હે ચંચળ મન! સ્થિર થા જે જીવન સુખની આશાએ તું જીવીત રહેવા ઇચ્છે છે તે સુખ વિધાતા તારા ભાગ્યમાં લખવાનું ભુલી ગઇ છે. આ સંસારમાં જે સુખ તારા માટે નથી તેના માટે તું આમ વ્યાકુળ કાં થાય છે? નાથ! આપ મારી પરીક્ષા લઇ રહ્યા છો કે કોઇ પુર્વ જન્મના પાપોનું પ્રાયશ્ચિત આપો છો? પ્રભુ! કયા અપરાધની આ સખત સજા છે, એતો મને બતાવો લગ્નના પછી થોડાજ દિવસે પતિએ મને ત્યાગી સમજાવવા છતાં માન્યા નહિ અને મનનું માન્યું કર્યું પવિત્ર પ્રેમમાં દોષ જોઈ એ પ્રેમપૂર્ણ સુંદર હૃદયને ચૂર્ણ વિચૂર્ણ કરી દીધાં. મને હતભાગિનીને કૃર્તવ્ય પથથી વિચલિત જાણી, પિતા અને ભાઇએ પણ ત્યાગી ગુરૂપુત્રે બચાવેલા સતિત્વને લુંટવા માટે બાકી ન રાખી. ધર્મના નેતા કહે છે કે, હું પાપીને માટે હિન્દુ ધર્મમાં સ્થાન નથી. સરોજની, હવે તું કયાં સુધી અને કોના માટે આશ્રયની ભિખારણી થઈ આ વ્યર્થ નારી જન્મને રાખવા માગે છે? હા, જેમ હિન્દુઓના અત્યાચારથી અંત્યજ જાતિઓના માટે જ્યારે મંદિરોના દર્વાજા બંધ છે ત્યારે મજીદ અને મિશનના વિશાળ ફાટકો ત્હેનું સ્વાગત કરવા ખુલ્લાં છે; તેમજ જ્યારે હિન્દુ વિધવાઓના હૃદયવેધક કષ્ટો જોતાં છતાં, સમાજને ભસ્મ કરી દેવાવાળી હાયો સાંભળવા છતાં ત્હેને પદદલિત કરતા, ઠોકરો મારતા અને ઘરથી બહાર કહાડવાને તૈયાર છે ત્યારે વેશ્યાઓ પોતાના મંદિરમાં લેવા તૈયાર છે. ઓ સરોજની પ્રસિદ્ધ

વ્યાપારીની વધુ, શ્યામકાન્તની વિધવા, રતિલાલની ભાભી અને શ્રીમત દિનમણીશંકરની પુત્રી, બતાવ તું મિશન અને વેશ્યાઓના ટુકડા ખાઇને જીવવા ચ્હાય છે? ઉત્તર " નહી " તો બસ હવે મનુષ્યના પાસેથી નવીન આશ્રયની પ્રાર્થના છોડી મંગલમય પરમાત્માના આશ્રયને માટે પ્રાર્થના કર. હે દયામય! મને આ કઠોર પરિક્ષામાંથી પાર કરી તમારા દયાળુ ચરણમાં વાસ આપો–' માતેશ્વરી ગંગે તારા ચરણમાં સ્થાન આપ. " કહી ઘાટના બુર્જપરથી કુદી પડી ધમ્મથી અવાજ થયો, છાંટાથી ઘાટનાં પગથીયાં ભીજાયાં અને પાછી શાન્તિ છવાઇ ગઈ.

( ૧૧ )

એટલામાં લોચ પાસે આવી પહોંચી અંદરની હિન્દુ બાનુ ગાયન પુરૂં કરી તૂટક પાસે ઉભી ઉભી ત્હેણે આ દેખાવ જોયો. જોતાં અકળાઇ ગઇ, અને ચક્કર આવતા તેપણ જળમાં પડી અંદર બેઠેલા બેમાંના એક પ્રોફેસર કે સ્ત્રીઓના રક્ષણને માટે પોતાના પ્રાણની પણ પરવા રાખતા નહોતા તે પોતાનાં કિમતી કપડાંની પરવા ન કરતાં કૂદી પડયા પણ આ શું અરે એક જ્યોત્સનાને બદલે બે બન્નેને લોંચપર લીધી. થોડીવારે જ્યોત્શના તો સુધીમાં આવી પણ સાથેની બીજી સ્ત્રીને હૃદયપર ચોટ લાગેલી હોઇ ત્હેને શુધિમાં આવતાં વાર લાગી જ્યોત્સના શુધિમાં આવી પાસે પડેલી સ્ત્રીને જોતાં ચમકી! આ બાઇને મેં ક્યાંક જોઈ છે એમ ધારી ત્હેનું શરીર તપાસ્યું અને ત્હેનો હાથ પોતાના હાથમાં લીધો એને જોતાં એક ચીસ મારી પડી ગઈ તે એ સ્ત્રીની કલાઇપર 'જ્યોત્સના' બાલ્યાવસ્થામાં છુંદણાથી કઢાવ્યું હતું અને જ્યોત્સનાના હાથ પર સરોજની હતું. હાય! બાલ્યસખી સરોજની ત્હારી આ દશા? કહી જ્યોત્સના

છાતી ફાટ રડી એટલામાં સરોજની શુધિમાં આવી. જ્યોત્સના કે જે પોતાના પતિ ગિરિજાનાથના સાથેજ આવી હતી. તેપણ પાસે આવ્યા જ્યોત્સનાએ સખીનું મસ્તક ખોળામાં લીધું સરોજનીએ રડી રડીને આપવીતી કહી અને પૂરી થતાં ત્હેનો પંચત્વના પીંજરામાંથી પ્રાણ પંખેરૂ પ્રયાણ કરવાની તૈયારી કરવા લાગ્યાં સૌ કિનારે આવ્યા. આ બનાવ સાથે બેઠેલી અમેરિકન કુમારી મિસ ફ્લોરા જોઈ રહી હતી સરોજનીની કથા પૂર્ણ થઇ રહી તેવું ત્હેણે પોતાની પાસે ગભરાયલા, અકળાયલા બેઠેલા પ્રોફેસર સ્હામે જોયું પ્રોફેસરનું મ્હોડું પડી ગયું તેવીજ મિ. ફ્લોરા બોલી. મી, શ્યામકાન્ત આ ઘટના ત્હમારી સાથે મળતીજ છે. પ્રોફેસર રડતાં રડતાં બોલ્યા, “મ્હને ક્ષમા કરો ત્હેનો કમભાગી પતિ હુંજ છું” મિ. ફ્લોરા, શું ત્હમારા હિન્દુઓમાં સ્ત્રીઓ પુનલગ્ન કરી શકતી નથી એટલામાં જ્યોત્સના વચ્ચેજ બોલી ઉઠી, “ના ના કદી નહિ.” સ્યામક્રાન્તનું નામ સાંભલતાં સરોજનીના શરીરમાં જાણે પાછો પ્રાણ આવવા લાગ્યો. હૃદય જોરથી ઉછળવા લાગ્યું અને હાથ ઉંચા કર્યા શ્યાંમકાત્ત પાસે આવ્યો સરોજનીએ પુનઃ આંખ ખોલી જોયું અને પછી મીચી તે સદાને માટે. શું પતિ બીજી પત્ની કરવા સ્વતંત્ર અને પત્નિ નહિ ?” ફ્લોરાએ વચ્ચે પૂછ્યું જ્યોત્સનાએ જવાબ આપ્યો નહિ. મ્હને માફ કરજો બ્હેન, મ્હારી સખીના સાથે મી. શ્યામકાન્ત અમેરિકા આવ્યા મ્હોટી મ્હોટી વાતો કરી મ્હારો પ્રેમ મેળવ્યો અને મ્હને અહીં લાવ્યા હું આવતી કાલેજ ત્હેની સાથે લગ્ન કરવાની હતી, પણ આ અત્યાચાર જોઈ મ્હારૂં હૃદય ભેદાઈ જાય છે અને એક અમેરિકન બાળા આવા જીવન કરતાં મર્ણ સો દર-

જજે પસંદ કરે મ્હને શ્યામકાન્ત પર પ્રેમ છે એથી હું બીજું લગ્ન નહિ કરૂં પણ જન્મભર અવિવાહીત રહી ભારતની વીધવાઓને સુધારવાનો અને મરનારના અધુરા કાર્યને પૂર્ણ કરવાને કાશીમાંજ રહીશ. આમ કહી સૌ કિનારે ઉતરી સરોજનીના શબને સ્મશાનમાં લાવ્યા.

આ તરફ રતિલાલ રાજકોટ આવ્યો. સરોજનીને ન જોતાં અકળાયો, છેલ્લે વાત પર વાત લાવીને સમાચાર પૂછ્યાં તો જવાબ મળ્યો કે તે તો હાલ કાશીમાં રહે છે. બે દિવસ રહી તુર્ત કાશી રવાના થયો કાશીમાં પાધરો મંદિરમાં આવ્યો તપાસ કરતાં જણાયું કે તેતો આજ પાંચ દિવસ પ્હેલાં અર્ધ રાત્રે ન્હાસી ગઈ છે રતિલાલે આખો દિવસ તપાસ કરી બીજે દિવસે રાજકોટ તાર આપ્યો કે ' અત્રે સરોજની નથી ! ત્રીજે દિવસે દિનમણીશંકર દોડતા આવ્યા સૌએ પાછી તપાસ કરવા માંડી પણ નિરાશા. આખરે કોઇએ સમાચાર આપ્યા કે હમણાં નદીમાંથી એક બાઇની લાશ નીકળી છે સૌ દોડતા ત્યાં પહોંચ્યાં.

( ૧૨ )

હજુ રાત્રિ કંઇ બાકી છે, મણીકર્ણીકના ઘાટ ઉપર અત્યારથી સ્નાન કરવા વાળાની ભીડ જામી રહી છે. આમ ઘાટનો ડોમ, કાળી કામળી ઓઢી, માથામાં લાલ ટીલું કરી, લાંબી લઠ લઇ કાળની માફક કર વસુલ કરી રહ્યો છે એક વિધવા પોતાના હૃદયખંડ મૃત પુત્રને ખોળામાં લઇ રૂદન કરી રહી છે. આમ કેટલાક આદમીઓ મહન્તનો ચેલો રાત્રે રાંડને ત્યાં પકડાવાથી નાસતાં મર્ણ પામેલો ત્હેને બાળવા આવેલા છે જેમ જેમ દિનમણી અને રતિલાલ ઘાટની નજીક આવી રહ્યા છે તેમ હૃદય કંપી રહ્યાં છે. રતિલાલના હૃદયમાં તો સ્મશાનનો હાહાકાર જોઇને વિષાદનું વાદળ છવાઇ રહ્યું છે. એટલા-

માં દુરથી એક સ્ત્રીનો કરૂણા જનક સ્વર સંભળાઇ રહ્યો છે. તે જુએ છે કે એક સ્ત્રી કમરની નીચે સુધી લાંબા લાંબા વિખરાયેલા કેશો હાથમાં અગ્નિ લઇ છાતી ફાટ રૂદન કરી રહી છે તેની સાથ-વાળા લોકો આ સ્ત્રી જરા અગ્નિ મુકે કે તુર્તજ ચિતા ભડકાવી દેવાની રાહ જોઇ રહ્યા છે. પણ તે સ્ત્રી ચીસ પાડતી અને હૃદય ભેદક કરૂણા જનક શબ્દોમાં પાગલના માફક બકી રહી છે—“ ઓ કેળ-વાયલા ભારતવાસીઓ, બાળલગ્નના હિમાયતીઓ અને વિધવા વિવાહના વિરોધીઓ, લ્યો હૃદય ઠંડાં કરો. એ સરોજનીના બન્ધુ, એ ધનાઢ્ય દિનમણી, ધિક્કાર છે ત્હમારી સંપત્તિને, જુઓ ત્હમારી બ્હેન, ત્હ-મારી પુત્રી વેશ્યાના ટુકડા ખાઇ પ્રાણ ત્યાગ કરે છે. વેશ્યાના ઘરનું અન્ન સરોજનીના શરીરને અપવિત્ર કરી રહ્યું છે. લ્યો એ અપવિ-ત્રતાનું પ્રાયશ્ચિત હવે અગ્નિ કરાવે છે. પ્યારી સરોજની ઉઠ ઉભીથા તું વિધવા નથી, જો શ્યામકાન્ત તો હજુ હયાત છે બહેન એકવાર તો મ્હને જ્યોત્સના કહે. સરોજની મને એકલી ન છોડ, સાથે લે.

રતિલાલના ખીસ્સામાં મુસાફરીને માટે રૂપિયા અને એક ભરેલી પીસ્તોલ હતી. સ્વાભાવિક તેનું ધ્યાન એ કરૂણા જનક રૂદને ખેંચ્યું જેમ પતંગીયું હર્ષપૂર્વક દીપક શિખાના સાથે રાખ થઇ જાય છે, તેમજ રતિલાલ દોડી સરોજનીની ચિતાપર જઇ પડયો. પિસ્તોલની ગોળીએ ત્હેના હૃદયને વીંધી ત્હેના આત્માને સરોજનીના આત્મા સાથે મીલાવી દીધો. અને ભડકતી ચીતાએ એ પ્રથક શરી-રોને રાખ કરી એક કરી દીધાં.

ગઇ કાલે એક વિધવાના આપઘાતથી કાશીપુરીમાં મ્હોટો કોલાહલ મચી રહ્યો છે. જ્યાં જુઓ ત્યાં એજ વાત ચર્ચાય છે.

વળી આજ વિધવાઓની સ્થિતિ સુધારવા માટે એક મ્હોટી જાહેર સભા મળનાર છે.

સ્હાંજના ચાર વાગવા આવ્યા સભા ખુલ્લા મેદાનમાં હતી. લોકોની ભીડ જામવા લાગી થોડીવારમાં તલપુર જગ્યા રહી નહી. છેલ્લે સરોજનીના પિતા દિનમણી, પ્રોફેસર ગિરજાનાથ, જ્યોત્સના અમેરિકન કુમારી મિસિસ ફ્લોરા હાજર થયાં. આજની સભાનું પ્રમુખસ્થાન લાલા હંસરાજજીને આપવામાં આવ્યું. પ્રમુખે વિધવાઓની દશા, અને આપણી ફરજ એ વિષયપર જુસ્સાદાર ભાષણ આપ્યું અને જણાવ્યું આજ પવિત્ર ભુમી પર એક મહાન્ વિધવાશ્રમ ખોલવાની જરૂર છે, અને જેમાં રહેલી વિધવાઓને પોતાની મરજીનુસાર યોગ્ય છુટ આપવી કે જેઓ તેમાં કામ શીખી અભ્યાસ કરીને પુનઃ લગ્ન કરવાની ઇચ્છા રાખતી હોય તો તેને પુર્નઃલગ્ન કરવા દેવાં અને જેઓ સદા વિધવાવસ્થામાં રહી આશ્રમની અને દેશની સેવા કરવા વૃત્તિ હોય ,હેને સહાય આપવી ગમે તે કોમની, ગમે તેવી પતિત વિધવા હોય તેને ખુશીથી દાખલ કરવી અને તે માટે એક ગંજાવર રકમની જરૂર છે. તુર્તજ મી. દિનમણીશંકરે કાશીમાં બંધાવેલ પોતાનું વિશાળ મંદીર અને તેની તમામ જગ્યો શ્રી સરોજની વિધવાશ્રમના માટે અર્પણ કર્યું અને સાથે બે લાખની રકમ આપી. મિ. ફ્લોરાએ ઉભા થઇ હિન્દુ વિધવાના પર થતા અત્યાચારનું શુદ્ધ હિન્દી ભાષામાં જુસ્સાદાર ભાષણ કર્યું અને પોતે અહીં શામાટે આવી હતી અને હવે શું કરવું તે જાહેર કર્યું. મિ. ફ્લોરાની હિન્દુ વિધવા પ્રત્યે લાગણી જોઇ સાંભળનારાના હૃદયો ભરાઈ આવ્યાં. અને આજ સંસ્થામાં જીવનપર્યંત કુમારી રહીને અમેરિકામાં

ચાલતી બુકરટી. વોરિંગટનની શાળામાં અપાતી કન્યા કેળવણીની ઢબથી કામ કરવાની છે. વિધવાઓને હિન્દના ન્હાના ન્હાના હુન્નર ઉદ્યોગો જેવા કે સાળુ, શીવણુ, ભરત અને વણુતર વિગેરેની તાલીમ આપવાની છે. દેશના વણાટ કામનો અને રેંટીઆનો પુનરૂધાર કરવા ની છે, અને ઉપરાંત તે અમેરિકામાં લાખો રૂપિઆની માલિક છે. વિ. બાબતો સાંભળી લોકોના હર્ષનો પાર રહ્યો નહિ એવામાં ત્યાં એક ગરિબ વિધવા સ્રી આવી પહોંચી અને તેમણે પોતાની પાસેના પોટકામાંથી એક હાથની વણેલી શુદ્ધ સ્વદેશી સાડી આ ફંડમાં અર્પણુ કરી પ્રમુખે સાહેબે અને પ્રજાએ હર્ષનાદ સાથે સ્વીકારી સાડીનાં છેડે સુતરના ભરત કામથી 'સરોજની' એવું લખ્યું હતું મિ. ફ્લોરાએ વાંચ્યું. પૂછતાં જણાયું સરોજની નવરાશના ટાઇમે પોતાની હવેલીમાં આવી સાડીઓ હાથે વણીને ગરિબ વિધવાઓને ભેટ આપ્યા કરતી પ્રમુખે આ સાડી સભા સમક્ષ મુકી અને ત્હેના જે નાણું ઉપજે તે આ ફંડમાં જશે એવું પોકાર્યું આખરે મિ. ફ્લોરાએ તે સાડી રૂપિયા સોળ લાખમાં ખરિદી લોકોએ પાછો જેરથી હર્ષનાદ કર્યો. સભાવિસર્જન થવાની તૈયારીમાં હતી એવામાં શ્યામકાન્ત ગિરજાનાથ અને જ્યોત્સના જીવનપર્યંત નિસ્વાર્થભાવે આ આશ્રમમાં મિ. ફ્લોરાની સાથે કામ કરશે એવું જાહેર કર્યું અને સરોજનીએ ધારેલી ધારણા ત્હેના મર્ણબાદ પૂર્ણ કરવાની પ્રતિજ્ઞા લેવાણી સભા વિસર્જન થયા પછી મિ. ફ્લોરા હાથમાં સાડી લઇ જ્યાં ગાડીમાં બેસવા જતી હતી ત્યાં હજારો લોકો પોકારી ઉઠયા કે, "આનું નામ ભારતની સોળ લાખની સાડી."

# સ્વદેશી આન્દોલન.

થોડા સમય પહેલા ભારતવર્ષમાં લક્ષ્મીની રેલમછેલ હતી. ભારતવાસીઓ પૈસે ટકે અને ધન ધાન્યે પરિપૂર્ણ હતા. લક્ષ્મી મસ્તકે કુમકુમ લઇ ઘેર ઘેર ફરતી, કરોડો રૂપિયાનો માલ વિદેશોમાં મોકલી એ અઢલક સંપત્તિ ભારતવર્ષમાં તણાઈ આવતી, પણ સમય પરિવર્તનશીલને હમ્મેશા સ્થિતિ એક સરખી રહેતી નથી. ઉદય અને અસ્ત એ નિયમાનુસાર ભારતવર્ષને માટે એ કાળ લાંબો સમય ટક્યો નહિ. અને છેલ્લે દશા એટલે સુધી પલટી કે એક સોય કે ટાંકણી જેવી ચીજના માટે પણ ભારતવાસીઓને અન્ય દેશોના મુખ સામે જોઇને બેસી રહેવું પડે છે. જ્યારે આવો સમય આવ્યો ત્યારે દેશવાસીઓની વૃત્તિઓમાં પણ તેની અસર થઈ કારણ કેઃ—'વિનાશકાળે વિપરિત બુદ્ધિ.' ઘરના છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો એ પ્રમાણે દેશવાસીઓ ગાઢ નિદ્રા અને પ્રમાદમાં પડ્યા, લક્ષ્મી ગઇ. અને ગરિબી રહી. આ સમય પણ હવે ધીમે ધીમે પલટાવા લાગ્યો છે. સ્વદેશી આન્દોલનની ઉષાની લાલી ભારતવાસીઓના હૃદય કમાડની ફાટમાંપ્રવેશ કરી પોતાનો પ્રકાશ ફેલાવવા પામી છે, ખાદી જેવી હલકી ચીજો કે માત્ર મજુર વર્ગજ વાપરતો તે મહાન ભારત ઉદ્ધારક વીર ગાંધીના આદેશથી પવિત્ર મનાઇ અને ઉચ્ચ વર્ગ વાપરી સ્વદેશી ચીજની કદર કરવા લાગ્યો છે, અને આવું મહાન આન્દોલન ફેલાવનાર વીર મહાત્મા કરોડો વાર પ્રણામ હો તુજ ચરણમાં પણ બન્ધુઓ! આન્દોલન આટલેથીજ અટકાવી દેવાનું નથી, એવા કોટી મહાત્માઓની આ ગાઢ નિદ્રામાં પડેલા ભારતને જરૂર છે. દેશના એક છેડાથી બીજા છેડા સુધી પ્રેમબળથી સ્વદેશી આન્દોલન પ્રકટી નીકળવાની જરૂર છે

ૐ શાન્તિ.

# જાહેર ખબર.

## ધી રોયલ પરફ્યુમરી સોપ મેન્યુફેક્ચરીંગ કું.

**કચ્છ કાઠિયાવાડ અને ગુજરાતની અંદર એકી અવાજે વખણાયેલા ન્હાવાના માટે અતિ ઉત્તમ ખુશબોદાર સાબુ બનાવવાનું કારખાનું.**

આ કારખાનામાં બનતા સાબુના વખાણ અમે અમારા મુખે કરવા માગતા નથી પણ અમારા માનવંતા ગ્રાહકોને માત્ર એકજ વખત મુલાકાત લેવાની વિનંતી કરીએ છીએ કે જેથી ખાત્રી થાય. આ કું૦ ને રાજા રજવાડા પ્રદર્શનો કે શ્રીમંતો પાસેથી ચાંદ, સર્ટીફિકેટ મળ્યાં નથી. પણ દેશવાસીઓ તરફથી જે સહાનુભૂતિ મળી છે તેટલેથી પૂર્ણ સંતોષ છે અને હજુ પણ મળ્યે જશે એવી આશા છે.

જથાબંધ માલ ખરીદનારને ઘણાજ કીફાયત ભાવથી આપીશું, બહાર ગામના માટે ચાલાક અને આબરૂદાર એજંટો જોઇએ છીએ, રેશમ ગોટના તમામ ડીઝાઇનના બટનો, બંગડીઓ, અને સ્વદેશી સુંદર ટોપીઓ વ્યાપારીને ઘણાજ કિફાયત ભાવથી મોકલવામાં આવે છે એક વખત મંગાવી ખાત્રી કરો.

**માણેકલાલ રેલીઆ એન્ડ કું૦**

**ઠે. કાળુપુર ટંકશાળ સામે—અમદાવાદ.**